શિશુવાંચનમાળા



# બાળપોથી



લેખક અને પ્રકાશક:
હિમ્મતલાલ ગણેશજી અંજારિયા
એમ. એ., એલએલ. બી.

સુપરિન્ટેન્ડંટ, મ્યુનિસિપાલ ગુજરાતી સ્કૂલ્સ,
ભૂલેશ્વર—મુંબાઈ.



મુદ્રક:
જાદવજી પીતાંબર ઠક્કર
લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ
કે. એન. મેલર પ્રેસ ૧૩,
ચીંચપોકલી, પરેલ રોડ, મુંબઈ.

સંવત ૧૯૭૮. ઇ. સ. ૧૯૨૨.

# બાળપોથી.

ભાગ ૧ લો.



શ ષ સ

હ ળ

ક્ષ જ્ઞ

ક ખ ગ ઘ ઙ

ચ છ જ ઝ ઞ

ટ ઠ ડ ઢ ણ

ત થ દ ધ ન

પ ફ બ ભ મ

ય ર લ વ

શ ષ સ

હ ળ

ક્ષ જ્ઞ

# અ આ ઇ ઈ ઉ ઊ

# એ ઐ ઓ ઔ

# અં અઃ

---

કર મન ભણ પગ

કનક મગન ધમણ

બરફ ગરમ સરસ

કરવત શરબત

છમછમ સણસણ

---

ક કા કિ કી કુ કૂ કે કૈ

કો કૌ કં કઃ

ચ ચા ચિ ચી ચુ ચૂ ચે ચૈ

ચો ચૌ ચં ચઃ

જ જા જિ જી જુ જૂ જે જૈ

જો જૌ જં જઃ

ર રા રિ રી રુ રૂ રે રૈ

રો રૌ રં રઃ

હ હા હિ હી હુ હૂ હે હૈ

હો હૌ હં હઃ

---

અ આ ક કા
આ કા મા બા

કાકા હાથ
મામા નાક
બાપા કાન
અમારા રમાડ
તમારા જમાડ

---

ઈ નિ વિ

શનિ રવિ કવિ
શનિવાર રવિવાર કવિરાજ

---

ઈ ખી ની જી
ઈશ ખીર નીર જીવ

---

ઉ સુ રુ જુ

સુસવાટ સુતર ગુરુ

ઊ ભૂ દૂ રૂ

ભૂ દૂધ

મા, ભૂ પા.

બા, દૂધ પા.

---

એ તે લે છે

એ શું છે? મા, દૂધ છે.

તે રૂ છે. હા ભાઈ, લે.

---

ઐ વૈ પૈ

વૈદ્ય પૈસા

બા, પૈસા દે.

ના ભાઇ, ખાવાનું લઈ જા, પૈસા નહિં.

---

ઓ પો ડો

ઓસડ

ઓરડો પોપટ કાગડો

ભાઈ, ઓસડ પી જા.

---

ઔ કૌ

ઔષધ કૌઆ

કાકાકૌઆ.

અં કં મં

અંદર સંપ બંધ મંદિર

પાં રેં સું રૂં

પાંજરૂં સુંદર રેંટિયો

પાંજરૂં બંધ કરો.

અંદર પોપટ છે.

રેંટિયો કેવો સુંદર છે!

અઃ કઃ તઃ

અંતઃકરણ

એક બે ત્રણ ચાર

પાંચ છ સાત આઠ

નવ દશ



પાઠ. ૧

મા બા હા

મામા બાપા સારા મારા

હાથ વાર

મારે માટે

કેરી મને

શું બહુ

આવે છે લાવે છે ભાવે છે

ખાવાનું ઘણી કંઈક

---

પાઠ. ૨

મા, મા, મારા બાપા આવે છે.

તેમના હાથમાં શું છે?

મારે માટે કંઈક ખાવાનું છે?

હા, હા, બાપા મારે માટે કેરી લાવે છે.

બાપા કેવા સારા છે!

કેરી મને બહુ ભાવે છે.

બાપા મારે માટે ઘણી વાર લાવે છે.

---

પાઠ ૩

ગાય ખાય ઘાસ

દૂધ આપે છે મીઠું.

## મારી રાતી

મારી ગાય રાતી છે.
ગાય ઘાસ ખાય છે.
ગાય મને દૂધ આપે છે.
દૂધ મને બહુ ભાવે છે.

ગાય, ગાય, ચરવા જા.
ગાય, ગાય, ઘાસ ખા.
ગાય, ગાય, પાણી પી.
ગાય, ગાય, દૂધ દે.

---

પાઠ ૪.

## બાબાગાડી રમકડાં ફળ
## ફૂલ ઝાડ પાંદડાં વસુ
## કોણ હવા સરસ

મારે એક બાબાગાડી છે.
તમે તે જોઇ છે ?
બાબાગાડીમાં મારી વસુ બેસે છે.
વસુ કોણ છે તે તમે જાણો છો ?

વસુ મારાં રમકડાંની પુતળીનું નામ છે.

વસુને લઈ હું વાડીમાં જાઉં છું. વાડીમાં ઝાડ, પાંદડાં, ફળ, ફૂલ, એવું એવું જોવાનું છે.

હવા પણ સરસ આવે છે.

તમે મારી સાથે આવશો ?

---

પાઠ ૫.

## ડાહી વહેલી તળાવ
## માનજે સંભાળજો

મારી બેન બહુ ડાહી છે.
તે રોજ વહેલી ઊઠે છે.
ઘરનું ઘણું કામ કરે છે.
કામ પૂરૂં થાય એટલે મારી સાથે રમે છે.
મને બહાર ફરવા પણ લઈ જાય છે.
મા, બેનનું કામ પૂરૂં થયું છે.
હું ને બેન ફરવા જઈએ ?
તળાવની પાસે બાગ છે, તેમાં જઈશું.

હા, ભલે જાઓ. પણ સંભાળજો, તળાવની બહુ નજીક ન જશો.

અને ભાઈ, બેન જેમ કહે તેમ કરજે.

બેન કહે તે માનજે, હો.
બહુ સારૂં, મા.
અમે જઇએ છીએ.

---

પાઠ ૬.

ભાણી, ભાણી, તું કેમ રડે છે?
શું થયું?
પાણી લાવતાં પડી ગઈ?
પગને કાંઈ થયું તો નથી ને?
હશે, બેન. ખોટી ઉતાવળ ન કરીએ.
સંભાળીને ચાલીએ તો પડાય નહિં.
પાણી કુવેથી લાવી કે નદીએથી?
તું પાણી જાતે લાવે છે એ બહુ સારૂં કરે છે.
એથી કામ પણ થાય અને કસરત પણ થાય.

---

પાઠ ૭.

માળી, મને ગુલાબનાં ફૂલ આપીશ?
હા, કેટલાં જોઇએ?
તું આપીશ તેટલાં.
લે, આ ચાર આપું છું.
પણ તું તેનું શું કરીશ?
જો, એક મારા દેવને ચઢાવીશ.

એક મારા ગુરુજીને આપીશ.
એક મારી નાની બેનને આપીશ.
ને એક હું રાખીશ.
ઘણું સારૂં
તને તેના પૈસા કેટલા આપું ?

ના, ભાઈ, તારા જેવા સારા છોકરા પાસેથી મારે પૈસા લેવા નથી.

તું રોજ આવજે ને ચાર ફૂલ લઈ જજે.

એમ કાંઈ રોજ લેવાય ? બાપા કહે છે, કે એમને એમ બીજા પાસેથી કાંઈ લેવાય નહિં.

તારા બાપા ખરૂં કહે છે. પણ હું તારા બાપાને કહીશ. તે રજા આપશે. પછી તો લેવા આવશે ને ?

હા, બાપા કહેશે તો આવીશ.

## પાઠ ૮.

૧

આ ઢોલ કોણ વગાડે છે ?
શા માટે વગાડે છે ?
મા, મા, સાંભળ, સાંભળ.
ઢોલ ને બીજું કંઈક વાગે છે, તું સાંભળે છે ?

હા, ભાઇ, હજી દૂર છે. પાસે આવે એટલે જોવા જજે.

હા, હા, જો, પાસે પાસે આવે છે.

હું જાઉં ?

હા, જા, પણ શું છે તે બરાબર જોજે.

૨

મા, એ તો કોઇક છોકરો હતો.

તેનાં લુગડાં ઘણાં સારાં હતાં.

ધોળાં ધોળાં દૂધ જેવાં હતાં.

તેના હાથમાં કાંઇક હતું.

તે શું હશે ?

તેના હાથમાં પાટી હશે.

તે પહેલી વાર નિશાળે જતો હશે.

મા, મને પણ તું એમ મોકલીશ ?

હા, બેટા, તને મન હોય તો તને પણ મોકલીશું.

તારા બાપાને કહેજે એટલે તને પણ વાજતે ગાજતે નિશાળે બેસાડીશું.

---

પાઠ ૯.

અમારે એક ખેતર છે. ખેતરમાં કપાસ થાય છે. કપાસ આપણા શા કામમાં આવે એ જાણો છો ? કપાસમાંથી રૂ નીકળે. રૂનાં કપડાં થાય. તે કપડાં આપણે પહેરીએ.

રૂનાં કપડાં કેમ થતાં હશે ?

રૂને પહેલાં પીંજે છે. પછી તેની પૂણી બનાવે છે. પૂણીને રેંટિયા વડે કાંતે એટલે સુતર થાય. સુતરને શાળ પર ચઢાવી વણે એટલે કાપડ થાય. કાપડને દરજી સિવે એટલે લુગડાં થાય. તે લુગડાં આપણે પહેરીએ.

---

પાઠ ૧૦.

મા, મા, મારાં રમકડાં જો ?

આ મારો દડો છે.

તેનો રંગ રાતો છે.

અને આ મારી ગેડી જોઇ ?

ગેડી વડે દડાને મારૂં કે દડો ઝટ દોડી જાય છે.

મને ગેડી દડાથી રમવું બહુ ગમે છે.

દોડવાની અને દડાને મારવાની કેવી મજા પડે છે !

આ દડો તો ચીંથરાંનો છે, ને ઉપર દોરી વીંટી છે. પણ જો લાકડાનો દડો હોય તો વધારે સારૂં.

હા, ભાઈ, લાકડાનો દડો હોય, તો અવાજ થાય, ને મજા પડે.

પણ તે વાગે તો ઇજા થાય. ચીંથરાંના દડાથી તેવી ઇજા ન થાય.

માટે નાનાં છોકરાંએ ચીંથરાંના દડાથી રમવું એજ વધારે સારૂં.

---

પાઠ ૧૧

કનુ, તને પહેરણ પહેરતાં નથી આવડતું ?

મને પણ આવડતું ન હતું. એટલે પહેરણ લઈ બીજાને કહેવું પડતું.

કોઈ વાર મા પહેરાવે. કોઈ વાર બાપા પહેરાવે, કોઈ વાર બેન પહેરાવે.

એક વાર મારે માસી જોડે બહાર જવું હતું.

પણ પહેરણ પહેરાવતાં વાર થઈ, ને માસીને મોડું થયું.

તે દિવસ પછી મેં મહેનત કરી, અને પહેરતાં શીખી ગયો.

તું પણ, કનુ, પહેરતાં શીખી લે.

બહુ સહેલું છે. પોતાની મેળે પહેરવાની મજા પડે છે.

કોઈને કહેવુંજ ન પડે.

લે, તને શીખવું ?

હા, મનુ, તું કહે છે તે ખરું છે.

તું શીખવે તો હું ઝટ શીખી લઉં.

આપણું કામ આપણે જાતે કરીએ તો બહુ મજા પડે, ખરું ?

પાઠ ૧૨.

મા, મા, આજે અમે ઘઉં, બાજરી, ચોખા એ બધું જોયું.

એમ, ભાઈ? તેં તે કાંઈ જોયું ન હતું? બેને તો બધું જોયું છે. તેને તો બધાંની ખબર છે.

બેન તો તારી સાથે રોજ કામ કરે છે.

દાણો સાફ કરે છે, તેથી તેને તો ખબર હોય.

હવે તું એ ઓળખી શકે છે?

હા, બતાવ. ઓળખી શકું. અને સારાં ખરાબ પણ કહી દઉં.

ઠીક, બેટા, ઘણું સારું.

પણ તું આંખેથી જોઇને કહે છે, ખરું?

હા, વળી. આંખેથી ન જુએ તો શાથી જુએ?

કાંઈ હાથથી કે પગથી જોવાય?

ના, બધું તો ન જોવાય.

પણ ઘઉં, બાજરી, ચોખા એ આંખ વગર પણ પારખી શકાય.

એ કેમ બને? મને તો ન આવડે.

તારે શીખવું છે? તો લે, તારી આંખ બરાબર બંધ કર. હાથ ધર.

જો, તારા હાથમાં કંઈક મૂકું છું.

કહે જોઈએ, એ શું છે?

હા, હા, એ તો વઉં જેવું લાગે છે.

લે, બીજો હાથ ધર.

તેમાં કાંઈ મૂકું છું.

શું છે?

એ તો બાજરી.

કેમ, આંખ વગર પણ ખબર પડી ને?

હા, મા.

શાથી?

હાથથી.

હું મહેતાજીને આ વાત કહીશ, ને બધાંને એમ શીખવશે.

---

પાઠ ૧૩.

બાપા, મને સો સુધી ગણતાં આવડે છે, તમને ખબર છે?

ના, બેટા, એ તો મને ખબર નહોતી. કહે જોઈએ ચાર ને બે કેટલા થાય?

એ તો નથી આવડતું. એક, બે, ત્રણ, ચાર, એમ ઠેઠ સો સુધી ગણી જાઉં, કહો તો.

હા, લે. બોલ એકાણુંથી શરૂ કર.

એકાણું, બાણું. ત્રાણું, ચોરાણું—

હા, હા, બરાબર.

પણ સાંભળો તો ખરા, જરાક—

પંચાણું, છન્નું, સત્તાણું, અઠ્ઠાણું, નવ્વાણું ને સો. કેમ આવડે છે ને?

હા, ભાઈ, પણ ચાર ને બે કેટલા એ તો નથી આવડતું ને?

ના, બાપા, એ તો નથી આવડતું. તમે શીખવશો?

આજ નહિં. તારા મહેતાજીજ તને તે બધું શીખવશે. આઠ દશ દહાડા સુધી ન શીખવે તો મને કહેજે.

---

## પાઠ ૧૪

મા, મા, મહેતાજી કહેતા હતા કે હવે તમને જોડાક્ષરો શીખવીશું. મૂળાક્ષરો તમને આવડી ગયા છે. જોડાક્ષરો શું હશે, મા?

બેટા, મૂળાક્ષરો શું તે તું જાણે છે?

ના, મા. મને તો તેની પણ ખબર નથી.

સાંભળ, કહું. તું ક ખ ગ એ બધા શીખી ગયો?

હા, મા.

બધા બોલતાં લખતાં આવડે છે?

હા, મા. ઠેઠ જ્ઞ સુધી આવડે છે.

વાહ, બહુ સારૂં. એ બધામાં ક થી ળ સુધી જે અક્ષરો છે તે બધા મૂળાક્ષર કહેવાય. ક્ષ અને જ્ઞ એ જોડાક્ષર છે. ત્રણ તું બોલે છે ને? એમાં ત્ર એ પણ જોડાક્ષર છે. ક્ષ જ્ઞ ત્ર એ ત્રણ જોડાક્ષર તો તને પણ આવડે છે. બીજા તને મહેતાજી શીખવશે.

હા, મા. મહેતાજી કહેતા હતા કે હવે અમારે પહેલી ચોપડી શીખવાની છે. બાળપોથી પૂરી થઇ. કાલથી અમે નવું નવું શીખીશું, નહિં મા?

---

પાઠ ૧૫

છોકરાંઓ, તમારી બાળપોથી પૂરી થઈ. હવે તમારે પહેલી ચોપડી વાંચવાની છે, તે તમને ગમશે કે? જુઓ, તમે બધાં સારાં છોકરાં છો, ખરૂં? કેવાં સારાં? તમે માબાપ અને મહેતાજી કહે તેમ કરોછો. તમે મોટાં થતાં જશો તેમ તેમ નવું નવું શીખશો. નવું નવું શીખો તેમ વધારે વધારે સારાં થજો. આ બાળપોથી વાંચી, પણ પુઠા પર શું છે, તે જોયું કે? જુઓ, શિશુવાંચનમાળા બાળપોથી એમ છે. વળી વાંકી વાંકી લીટીઓથી કંઇક દોરેલું છે. તે જુઓ કે? તે નકશો કહેવાય. આપણા દેશનો તે નકશો છે. આપણે બધાં તે દેશમાં રહીએ છીએ. તે દેશ તે ભારતદેશ. આપણે બધાં ભારતવાસી. એક ઘરમાં રહેનારાં ભાઇબેનો કહેવાય, તેમ એક દેશમાં રહેનારાં પણ ભાઇબેનો કહેવાય. આપણે બધા દેશભાઇઓ છીએ. સઘળા દેશભાઇઓએ સંપીસંપીને રહેવું જોઇએ. તમે તમારા દેશભાઈ સાથે કદી કજીઓ કંકાસ કરશો નહિં. દેશમાં સંપ હોય તો સુખ મળે.

દેશ ઉપર અને દેશભાઇઓ ઉપર ઘણું હેત રાખવું.

---

## ગીત અને કવિતા.



૧

જગપતિ! તુજ ચરણે અમે
 નમીએ બાળક સાથ;
શુભ મતિ આપો હે પ્રભુ!
 કરીએ રૂડાં કાજ.
દેવ બધાના દેવ હે!
 માગીએ જોડી હાથ;
સંપ અને સુખ સર્વને
 આપો દીનાનાથ!

---

૨

મા મને ચાંદલિયો વહાલો,
 ચાંદલિયો વહાલો,
મા મને રમવાને આલો.
નવ લખ તારા વીણી, મા, મારા
ગજવામાં ઘાલો;
 મા મને ચાંદલિયો વહાલો.

અર્ધો ધરે મુગટ, આખો ધરે, મા,
આવે ન કદી ઠાલો,
તેજ તેનાં મારી આંખોમાં આંજો,
મા ઊડતો ઝાલો;
મા, મને ચાંદલિયો વહાલો.

( સરકારી બાળપોથી )

---

૩

અમે સૌ સાચના સાથી,
બનીશું બાળ બડભાગી;
પ્રભુના નામથી વીર હાક,
ગજાવીશું વિના કંઈ ધાક.

અમે સાચું સદા કહીએ,
અમે સાચું સદા કરીએ;
ધરીશું સાચનાં હથિયાર
સદા સાચો અમારો સાથ.

રહીશું સાચ સંગાથી
પછી બીશું અમે શાથી ?
અમે સૌ સાચના સાથી
બનીશું બાળ બડભાગી.

---

૪

હું વીજળી ચમકારા કરૂં,
વાદળને ચીરી નીસરૂં;
ઉપર જાઉં,
નીચે જાઉં,
આભમાં સંતાતી જાઉં.
ઝબુક ! વીજળી, ઝબુક !

મારૂં મોં મલકે કંઇ મસે,
વાદળ તો ખડખડ કંઈ હસે,
ને મોતીડે મે' વરસે.
ઝબકું કે અજવાળાં થાય,
ઘડીક અંધારૂં ઊડી જાય;
ઝબુક ! વીજળી, ઝબુક !

દુનિયામાં ચોમેર હું દોડું,
જરીક અડું તો ડુંગર તોડું,
ધરતીના પડદાને ફોડું.
જરાય મુજમાં ભાર નહિં,
પણ મારા બળનો પાર નહિં,
ઝબુક ! વીજળી, ઝબુક !

(દેવચંદ રામજી કૃત. થોડા ફેરફાર સાથે)

૫

માડી! ગાય મને બહુ ગમે,
વાછડી પાસે કેવી રમે!
પૂછ હલાવે માંડે કાન,
કહે કંઈક જો કરતી સાન.

મા! જો દોવા દઈ તને
પીવા દે મીઠું દૂધ મને!
ડોકે ઝૂલ ને ખરીમાં ફાટ,
કાન શીંગથી શોભે ઘાટ.

એને ગૌમાતા કહે સહુ,
ગરીબને ઉપયોગી બહુ.
તેથી કોને એ નવ ગમે?
બાળક એને વળગી રમે.

---

૬

ભાવથી સંભારનારાં,
બારણે બોલાવનારાં,
પ્રાણથી તો પૂજનારાં,
વ્હાલાંઓને વંદિયે.

વાંકને વિસારનારાં,
ગુણને ગજાવનારાં,
હસાવી હસાવનારાં,
વ્હાલાંઓને વંદિયે.

આનંદ ઉછળાવનારાં,
રસિલાં રીઝાવનારાં,
સંસાર સુહાવનારાં,
વ્હાલાંઓને વંદિયે.

પ્રભુતા બતાવનારાં,
પ્રભુ પરખાવનારાં,
જીવન જીતાવનારાં
વ્હાલાંઓને વંદિયે.

લલિત

---

૭

અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ;
સાચ અમારી તલવારો ને
સાચની બાંધી સવાઈ,

અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ.
સાચ અમારા લડવૈયા
તે લડશે સાચ લડાઈ,
અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ.

સુણો અમારાં બ્યુગલ વાગે
સાચની હાક છવાઈ;
જુઓ અમારી ધજા ફરફરે,
સાચની લ્હેરો વાઈ;
અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ.

જામે સાચનું લશ્કર સઘળે
આવો તમેય ભાઈ,
અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ.

કવિ ન્હાનાલાલ.

ખાનગી અભિપ્રાય મેળવવા માટે, અને અનુભવથી તેવા અભિપ્રાય આપી શકાય તેવી સરળતા કરી આપવા માટે ચિત્રો વિના સાદી રીતેજ આ બાળપોથી ખાનગી ઉપયોગ માટે છપાવવામાં આવી છે.

તેના ઉપયોગ માટે માર્ગરૂપ થાય તેવી સૂચના ઇલાયદી છપાવવી છે; તેમજ છાપેલી બાળપોથી શરૂ કર્યા પહેલાં મૂળાક્ષરનું જ્ઞાન કેમ આપવું તે શિક્ષકોને બતાવવા માટે પ્રારંભપોથી પણ—માત્ર શિક્ષકો માટેજ—બહાર પાડવાની છે. પરંતુ તેમ થાય તે પહેલાં બાળપોથી વાપરી જોવાય તો વધારે સારૂં એમ માન્યું છે.

બાળપોથી શરૂ કરનારાં છોકરાંને કાળા પાટીઆની મદદથી બધા મૂળાક્ષરો—અને બને તો બારાખડી પણ—શીખવેલ હોય એમ સમજવામાં આવ્યું છે. તે કામ કેમ કરવું એ પ્રારંભપોથીમાં બતાવવામાં આવશે.

હિ. ગ. અંજારિયા.

તા. ક. આ સંબંધે પત્ર વ્યવહાર હિ. ગ. અંજારિયા, ગણપતિ બાગ, બોરીવલી, એ સરનામે કરવો.

ઉપયોગ માટે પુસ્તકો જોઈએ તો મોકલવાના ખર્ચ જેટલી ટીકીટો મોકલી મેનેજર, કે. એન. સેલર પ્રેસ, લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ, પરેલ, મુંબઈ પાસેથી મંગાવી લેવાં. મફત આપવા માટે ચારસો નકલ છે, તે પહોંચતાં સુધી મોકલી શકાશે.